પ્ર૦—નહિ, નહિ, તેમાં તો ગ, ની સ્વરો નહોતા અને અહીંયા ગ વાદી છે.

ઉ૦—ઠીક ધ્યાનમાં રાખ્યું. દુર્ગા અને રાગેશ્વરી એમના ઉત્તરાંગો ઘણા ખરા સરખાજ દેખાશે.

પ્ર૦—તે બરોબર છે. તે બંનેમાં વાગિશ્વરીનું અંગ દેખાવાનું હોયછે એમજ ના?

ઉ૦—હા, તેમજ સમજવું. સોરટના અંગના રાગ કહેતાં, સોરટ, તિલકકામોદ, દેસ અને જયજયવંતી છે. પણ તેમને એક બીજાથી જુદા રાખવા મુશ્કેલ નથી.

પ્ર૦—સોરટમાં આરોહમાં ગ, ધ નથી અને અવરોહમાંના મ ને રે સ્વરોપર તેની મોટી પારખ છે એમ તમે અમને કહ્યુંછે. દેસમાં આરોહમાં ગાંધાર આવી શકેછે એ એક વાત અને પુનઃ તેને ઓળખી શકાય તેવો ન્યાસ ની ધ પ એવા સ્વરસમુદાયથી થાયછે, માટે આ બંને રાગો અમે સહેજમાં નિરાળા ઓળખીશું.

ઉ૦—તે ઠીક કહ્યું. તિલકકામોદમાં અંતરો જોકે સોરટ જેવો શરૂ થાય છે, તોપણ—

પ્ર૦—પણ તેમાં મ, રે, એ સોરટનું અંગ ક્યાં છે? અને તેવામાં વળી મંદ્ર નિષાદનો અપન્યાસ બહુ ચમત્કારિક અને સ્વતંત્ર છે ના?

ઉ૦—તે ખરૂંછે. જયજયવંતીમાં બંને ગાંધારો લેવાયછે અને ગાયકો મીંડથી મંદ્ર પંચમ પરથી મધ્ય રિષભ પર જાયછે એ ધ્યાનમાં રાખવું જોઇએ.

પ્ર૦—તે ધ્યાનમાં રાખ્યા ઉપરાંત અમે એનું છાયાનટથી ભિન્નત્વ પણ ધ્યાનમાં રાખ્યુંછે.

ઉ૦—તે ઠીકજ કર્યું. જયજયવંતીનો અંતરો અનેક વેળા આરોહમાં સોરટના અંતરા જેવો હોયછે. પરંતુ આગળ જતાં અવરોહમાં એ બંને રાગોના ભેદ વ્યક્ત થાયછે. પણ થોભો, ગારા રાગમાં પણ બે ગાંધાર લાગેછે, તેને જયજયવંતી સમજતા નહિ હો.

પ્ર૦—નહિ, નહિ, તેવી ભુલ કરશું નહીં. ગારામાં રિષભ વાદી નથી, સોરટનું અંગ નથી વિગેરે સર્વે વાતો અમારા લક્ષમાં છે. ગારામાં યમન અને ઝિંઝોટી મોટી ખુબીથી બેમાલમ મેળવ્યાછે તે અમને બરાબર યાદછે.

ઉ૦—ઠીકછે, ગૌડ મલ્હારમાં ગૌડ અને મલ્હારનો સંકર થયોછે, તે તમે જાણોજછે.

પ્ર૦—ગૌડનો ભાગ "રે ગ રે મ ગ" એ છે અને "રે રે મ મ ધ પ, મ પ, ધ સાં, ધ પ મ" એ મલ્લારનો છે એમજ ના?

ઉ૦—હા, તે સિવાય અંતરામાં થોડોક બિલાવલનો ભાગ આવી મળેછે, અને તે કારણથી રાગનું વૈચિત્ર્ય પણ વધેછે.

પ્ર૦—શુદ્ધ ચાટ એટલે શુદ્ધ પાણીજ! મેળવણી કરવામાં માત્ર કુશળતા જોઇએ એટલે રાગ વૈચિત્ર્યમાં પુછવું પડેજ નહીં!

ઉ૦—તે ખરૂંજ છે. બડહંસને આપણે એક સારંગ પ્રકાર માન્યોછે. તેને નાગયણી કરતાં નિરાળો સાંભળવો જોઇએ.

પ્ર૦—તે સહેજમાં કરી શકાશે. નારાયણીમાં "મ પ ધ સાં" એવો પ્રયોગ ચાલી જશે અહિયાં તે ઘાતક થશે. બડહંસમાં હાલ તરત અમે ગાંધાર અને ધૈવત વર્જિત કરવાનો સાધારણ નિયમ સમજી ચાલીએ છિએ. ધૈવત કદાચ વર્જિત ન હોય તોપણ અસત્પ્રાયજ છે એમ માની ચાલીશું એટલે ઠીકજ ના?

ઉ૦—હા, હા, તે ઠીક પડશે. તમને આ વિષય બહુ સારો સમજાવા માંડ્યો છે એ જોઈ મને અતિશય આનંદ થાય છે. મને હવે એવું પણ લાગવા માંડ્યું છે કે, બીજે પ્રસગે તમને પ્રશ્નો પુછવાની તસ્દી આપવાની જરૂર પડશે નહીં. સર્વે રાગોની માહિતી જો ફકત વ્યાખ્યાન રૂપે આપુ તો તે તમે ઉત્તમ સમજી શકશો. ઠીક ત્યારે હવે તમારી રજા લઇશ.

